॥ श्री ॥

# पल्लीपतननिर्णय.

આ

નિત્ય ઉપયોગનો અને ભવિષ્ય જણાવનારો ગ્રંથ

"મુંબઈ મધ્યે"

યદુવંશી ભાટીયા જ્ઞાતીય ઠક્કર

**ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ**

પ્રાચીન ગ્રન્થપ્રકાશક

એઓએ

ગુજરાતીમાં ટીકા બનાવી સુધારા વધારા સાથે,

"ગણપત કૃષ્ણાજીનાં" છાપખાનામાં છપાવી

પ્રસિદ્ધ કીધો.

સંવત ૧૯૪૭. સને ૧૮૯૧.



કિંમત ( ૪ ) આના.

## ॥ अर्पणपत्रिका ॥

कृष्णं विष्णुं फणीशं शिवममरमुनिं व्यासदेवं शुकं च
श्रीविष्णुस्वामिदेवप्रभुप्रभृतिगुरून्श्रीमखर्षीन्नमामि ॥
आचार्यं विष्णुराजं यतिवरममलं मंगलं देवकोदिं
विष्णुश्रीतादिमेमाकर मुनिसुगुरून् लक्ष्मणादेशिकं च ॥ १ ॥
वन्दे वाग्देवतां तां व्रजपतिमुखजां वल्लभाचार्यसंज्ञां
श्रीगोपीनाथसंज्ञं गुरुवरममलं विठ्ठलं विठ्ठलेशम् ॥
तत्पुत्रान् सप्तसंख्यान् तदधि च रघुनाथार्यवंश्यान् गुरुं श्री
गोविंदाचार्यमस्यात्मजनिगुरुवरं **देवकीनंदनार्यम्** ॥ २ ॥
साधूनां त्राणनाय त्रिदशरिपुविनाशाय धर्मावनाय
साक्षात्सर्वेश्वरो यः पतिरभवदमूषां हि गोपाङ्गनानाम् ॥
सस्वांगनावतीर्णः स्वकृतनिगमनं वीक्ष्य विकल्यासयुक्तम्
सर्वान् गोलोकनेता जयतितरतमां **देवकीनन्दनार्यः** ॥ ३ ॥
साम्मुख्ये विदुषां गणः प्रविलसन्पार्श्वे स्थिता भूभुजः
पृष्ठे सन्ति सहस्रशः परिचराः सेवाधिकारे तथा ॥
एतस्मादिति निश्चितं मनसि मे पूर्णा कृपा वैष्णवी
श्रीमान् **देवकिनन्दनं** प्रतिदिनं पायाज्जगन्मङ्गलः ॥ ४ ॥
आचार्यकार्यस्य धुरं दधानान् विराजमानान्विदुषां समाजे ॥
**श्रीदेवकीनंदन**नामधेयान् प्रणम्य मूर्ध्ना विनयानतेन ॥ ५ ॥
**श्रीगोविन्द**तनूभवान् क्षितितले धर्मप्रचारोद्भवान्
स्वाचार्यान् हृदि लब्धहर्यनुभवान् विद्यामहावैभवान् ॥
श्रीमद्वल्लभवंशमौक्तिकमणीन् **श्रीदेवकीनन्दनान्**
नामंनाममहं स्वनाम कथयन् **ग्रन्थोपदामर्पये** ॥ ६ ॥
**लक्ष्मीदासतनूजो गोवर्धन**दासनामधेय इदम् ॥
भक्तिप्रवरस्सानदं **ग्रन्थममुं चार्पयत्युपदाम्** ॥ ७ ॥

# પ્રસ્તાવના.

—◆◆◆—

## ॥ श्लोक ॥

उच्चैर्ब्रह्माण्डखण्डद्वितयसहचरं कुम्भयुग्मं दधानः
प्रेङ्खन्नागारिपक्षप्रतिभटविकटश्रोत्रतालाभिरामः
देवः शंभोरपत्यं भुजगपतितनुस्पर्धिवर्धिष्णुहस्त
स्त्रैलोक्याश्चर्यमूर्तिः स जयति जगतामीश्वरः कुञ्जरास्यः॥ १ ॥

## ॥ आर्या ॥

करबदरसदृशमखिलं भुवनतलं यत्प्रसादतः कवयः
पश्यन्ति सूक्ष्ममतयः सा जयति सरस्वती देवी ॥ २ ॥

સાંપ્રત ધર્મસંબંધી બાબતોનાં નિર્ણયને અર્થે ઘણીજ મુઝવણ જોઈ પોતેંજ પોતાનાં મનનો ખુલાસો કરી સંશયરહિત થૈ શકે એવા કેટલાએક ગ્રંથો આપણાં પૂર્વજ મહર્ષિયોયે કલ્યાણને અર્થે કરી રાખેલ છતાં આપણે તેનો ઉપયોગ કરતા નથી. દૈવ આપણને સારાં નરસાં ભવિષ્યની અગાઊથી કુદરતી ચેતવણી આપતાં છતાં અજ્ઞાનને લિધે સમજવામાં આવતી નથી તેથી આપણે ઓચિંતા મહા સંકટના ભોગ થૈ પડીયે છીયે વાસ્તે જો તે વિષયનું આપણે પૂર્ણપણે જ્ઞાન મેળવ્યું હોય તો કેટલાએક આવતાં દુઃસહ દુઃખોનો શાસ્ત્રરીતે અટકાવ કરી ભવિષ્યમાં આવતા સંકટથી દુર રહી શકાય તે વિષયનાં કેટલાએક ગ્રંથો પ્રસિદ્ધ કરી મહરા ધર્મ બાંધવોને અજ્ઞાન નિદ્રામાંથી જાગ્રૃત કરવાની ઈચ્છાથી હાલ નિર્ણયસંબંધી ગ્રંથો પ્રસિદ્ધ કરવાનું કામ મેં હાથ ધર્યું છે તેમાનાં નિત્ય

બનતી બાબતોનાં પોતે પોતાની મેળે ખુલાસા સમઝી શકાય એવા કેટલાએક ગ્રંથોની ગુજરાતીમાં ટીકાની આવશ્યકતા જોઈ તેમાનો પ્રથમ સંક્ષિપ્ત **"સ્વપ્ન નિર્ણય તથા આયુષ્ય નિર્ણય"** નામનો નહાનો સરખો ગ્રંથ પ્રસિદ્ધ કરી સ્વદેશ બાંધવોની સેવામાં સાદર કીધો છે. તેનો પૂર્ણપણે સતકાર થયાથી બીજે આ **"પલ્લી ( ચિચી ) પતન નિર્ણય"** નામનો ગ્રંથ તરતજ છપાવી પ્રસિદ્ધ કરવાની ઈચ્છા થઈ કારણ હાલમાં ધર્મસંબંધી જ્ઞાનદર્શક ગુજરાતી ટીકાનું એક **ધર્મસિંધુ** તથા **સુતક નિર્ણય** ના પ્રસિદ્ધ કર્તાએ લોકોપકાર કરેલ સિવાય બીજા ગ્રંથો જોવામાં આવતા નથી અને તે ગ્રંથોનો અને અમોએ પ્રસિદ્ધ કરેલા સ્વપ્ન તથા અયુષ્ય નિર્ણયનો કેટલો ઊપયોગ થાય છે તે સુજ્ઞ વાંચનાર પોતેજ વિચાર કરશે. વાસ્તે છુટી છુટી બાબતોનાં નાહનાં નાહનાં ગ્રંથો અલ્પ કિમતથી લોકોને મળી શકે તેવા છપાવી બનતી મેહેનતે ગુજરાતી ટીકા સાથે પ્રસિદ્ધ કરવા ઈશ્વર સાનુકુલ થાઓ.

હાલ આ પ્રસિદ્ધ કીધેલા ગ્રંથ મધ્યેનો વિષય ઘણો ઊપયોગી છતાં તેનું વિવેચન યથામતી સંક્ષેપે કરી મેળવેલા ઊદાહરણોથી નિત્ય ઊપયુક્ત છતાં થોડામાં સમઝી શકાય તેવા લીધા છે એની શાંતીમાં આવેલા પ્રકારનો ખુલાસો તથા તેમાં અવશ્ય લાગનારા પદાર્થોની યાદી મંત્રોનાં નામ શાથે આ ગ્રંથની સમાપ્તિમાં આપીછે મંત્રો ગ્રંથ વધવાના ભયથી લીધા નથી કારણ તે મંત્રો જાણનારા વિદ્વાન બ્રાહ્મણનેજ તેડાવી શાંતી કરવી· હવે પછી **શકુન નિર્ણય** નામનો ગ્રંથ જેમાં નિત્ય થતા શકુનોનો ખુલાસો ઊત્તમરીતે આપવામાં આવશે તેની ધર્માભિમાની લોકોએ ઈચ્છા રાખી પોતાના નામ અમારી દુકાને મુકવા કૃપા કરવી.

**ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ**
પ્રાચીન ગ્રંથ પ્રકાશક

# અનુક્રમણિકા.

४५१८

॥ श्री ॥

# अथ पल्लीपतननिर्णयप्रारंभः



## ॥ श्लोक ॥

**अथातः संप्रवक्ष्यामि फलं पल्ल्याः प्रपातने ॥**
**यद्यदंगे नृणां दृष्टं तत्तदेव विशेषतः ॥ १ ॥**

**અર્થ**—હવે જે પુરૂષનાં શરીર ઊપર પલ્લી ( ચીચી ) પડવા થકી સ્થાન પરત્વે વિશેષે કરીને શું ફળ આપનારી થાય છે તે કહું છઊં.

## ॥ श्लोक ॥

**गर्गवाराहमांडव्यनारदाद्यैर्यथोदितम् ॥**
**तत्तत्कार्यविशेषेण ज्ञातव्यं सुविचक्षणैः ॥ २ ॥**

**અર્થ**—ગર્ગ, વારાહ, માંડવ્ય, નારદ, ઇત્યાદીક મહર્ષિઓયે જે ફળ કહ્યાં છે તે પ્રમાણે ચતુર તથા કુશળ પુરૂષોયે સમજવાં.

## ॥ श्लोक ॥

**शिरः शिखायां सुखमातनोति वामे कपोले**
**प्रियदर्शनं स्यात् ॥ दक्षे कपोले प्रियसंपदोऽस्य-**
**स्यात्केशबंधेपि च रोगबंधः ॥ ३ ॥**

અર્થ—મસ્તક તથા ચોટલી ઊપર પડેથી સુખ આપનારી. ડાબાગાલ ઊપર પડેથી, મિત્ર દર્શન. જમણાગાલ ઊપર પડેથી સગાં સંબંધીનો મિલાપ. અને કેશનાં અંબોડા ઊપર પડી તો રોગની ઊત્પત્તિ.

॥ श्लोक ॥

केशांते निधनं प्रोक्तं ब्रह्मस्थाने मृतिमदं ॥
ललाटे श्रियमाप्नोति भ्रुवोस्तु धनहानिकृत् ॥ ४ ॥

અર્થ—ચોટલીનાં છેડા ઊપર પડેથી મૃત્યુ કહ્યું છે. તાળુઆ ઊપર પડેથી મૃત્યુતુલ્ય કષ્ટ. કપાળ ઊપર પડેથી લક્ષ્મીની પ્રાપ્તિ. અને આંખ ઊપરનાં ભમરા ઊપર પડેથી ધનની હાની કરનારી છે એમ જાણવું.

॥ श्लोक ॥

धनलाभो भ्रुवोर्मध्ये दक्षिणे नयने शुभम् ॥
वामे बंधनमाप्नोति वक्त्रे मिष्टान्नभोजनम् ॥ ५ ॥

અર્થ—બે ભમરાનાં વચમાં પડેથી દ્રવ્યનો લાભ. જમણી આંખ ઊપર પડેથી શુભ. ડાબીઆંખ ઊપર પડેથી બંધન થશે. અને મુખ ઊપર પડીતો મિષ્ટાન ભોજન મળશે એમ જાણવું.

॥ श्लोक ॥

नासिकायां च सौभाग्यं नासाग्रे व्यसनं भवेत् ॥
लाभस्तु दक्षिणे कर्णे वामे कर्णे च दुःखभाक् ॥ ६ ॥

અર્થ—નાક ઊપર પડેથી સૌભાગ્ય. નાકની અણી ઊપર પડેથી

સંકટ. જમણા કાન ઊપર પડેથી લાભ. અને ડાબાકાન ઊપર પડી તો દુઃખ પ્રાપ્ત થશે એમ જાણવું.

॥ श्लोक ॥

गंडप्रदेशयोर्मध्ये भोजनं परिकीर्तितम् ॥
अधरोष्ठे धनैश्वर्यमूर्ध्वोष्ठे कलहो भवेत् ॥ ७ ॥

**અર્થ**—ગાલનાં વચમાં પડેથી ભોજન કહેલ છે. નીચેનાં હોઠ ઊપર પડેથી દ્રવ્ય તથા ઐશ્વર્ય. અને ઊપરના હોઠ ઊપર પડી તો ક્લેશ થશે એમ જાણવું.

॥ श्लोक ॥

संपुटे मृत्युमाप्नोति चुबुके राजविग्रहम् ॥
सुहृदागमनं कंठे बहिःकंठे रिपोर्भयम् ॥ ८ ॥

**અર્થ**—બન્ને બીડેલા હોઠ ઊપર પડેથી મરણ આપનારી. દાઢી ઊપર પડેથી રાજા સાથે વૈર. કંઠ ઊપર પડેથી મિત્રનું આવવું. અને કંઠનાં બહાર પડી તો શત્રુનોભય પ્રાપ્ત થશે એમ જાણવું.

॥ श्लोक ॥

विजयं दक्षिणस्कंधे वामस्कंधे पराजयम् ॥
अर्थहानिः करे प्रोक्ता मणिबंधे विभूषणम् ॥ ९ ॥

**અર્થ**—જમણાં કાંધ ઊપર પડેથી વિજય. ડાબાકાંધા ઊપર પડેથી પરાજય. હાથ ઊપર પડેથી દ્રવ્ય નાશ અને કાંડા ઊપર પડી તો અલંકાર (દાગીનાં) પ્રાપ્ત કરનારી થશે એમ જાણવું.

॥ श्लोक ॥

करपृष्ठेऽर्थहानिः स्यादंगुलीषु प्रियागमः ॥
नखेषु धनहानिः स्यात्करमध्ये महत्सुखम् ॥ १० ॥

**અર્થ**—હાથની પાછળ પડેથી દ્રવ્યનો નાશ. આગળાં ઊપર પડેથી પોતાનાં વાહલાં આવશે. નખ ઊપર પડેથી દ્રવ્યનો નાશ અને હાથનાં મધ્યભાગ ઊપર પડી તો મોટું સુખ પ્રાપ્ત થશે એમ જાણવું.

॥ श्लोक ॥

पृष्ठे परोक्षवार्ता च पार्श्वयोर्बंधुदर्शनम् ॥
उदरे धनसंप्राप्तिर्हृदि सौख्यविवर्द्धनम् ॥ ११ ॥

**અર્થ**—પુંઠઊપર પડેથી બાહારથી સમાચાર આવશે. કુખ ઊપર પડેથી ભાઇનો મીલાપ થશે. પેટઊપર પડેથી દ્રવ્યની પ્રાપ્તિ અને હૃદય ઊપર પડીતો સુખની વૃદ્ધિ થશે, એમ જાણવું.

॥ श्लोक ॥

स्तनयुग्मे च सौभाग्यं कक्षयोः स्त्रीसुखावहम् ॥
वामे बाहौ बहुक्लेशो यशः स्याद्दक्षबाहुके ॥ १२ ॥

**અર્થ**—બન્ને સ્તનો ઊપર પડેથી સૌભાગ્યની પ્રાપ્તિ. બન્ને બગલોઊપર પડેથી સ્ત્રીને સુખાકારી. ડાબા બાહુ ઊપર પડેથી ઘણુંકલેશો અને જમણું બાહુ ઊપર પડીતો યશની પ્રાપ્તિ થશે એમ જાણવું.

॥ श्लोक ॥

करे कलत्रकलहं मणिबंधे धनापहम् ॥
करपृष्ठे चांगुलीषु भूषणं हानिकृन्नखे ॥ १३ ॥

**અર્થ**—હાથ ઊપર પડેથી સ્ત્રી સાથે ક્લેશ. કાંડા ઊપર પડેથી દ્રવ્યનો નાશ. હાથની પુઠ ઊપર અથવા આંગળી ઊપર પડેથી આભૂષણની પ્રાપ્તિ અને હાથના નખ ઊપર પડેથી હાની કરનારી થશે એમ જાણવું.

॥ श्लोक ॥

करमध्ये धनप्राप्तिः कट्यां वस्त्रविभूषणम् ॥
जयः कीर्तिर्भवेन्नाभौ बंधने व्याधिबंधनम् ॥ १४ ॥

**અર્થ**—હાથના મધ્યે પડેથી ધનની પ્રાપ્તિ. કમર ઊપર વસ્ત્ર પેહેરવા મળશે. નાભી ઊપર પડેથી જય તથા ક્રીર્તિની પ્રાપ્તિ. પેડુ ઊપર પડીતો રોગનું બંધન થશે એમ જાણવું.

॥ श्लोक ॥

गुह्यस्थाने मृतिर्ज्ञेया ऊर्वोस्तु वस्त्रहानिकृत् ॥
जघने धननाशाय गुदे रोगसमागमः ॥ १५ ॥

**અર્થ**—ગુહ્યસ્થાન (ઇંદ્રી) ઊપર પડેથી મરણ જાણવું. માંડી ઊપર પડેથી વસ્ત્રનું નાશ કરવાવાળી. જઘન (કમરની આગાડીની બાજુ) ઊપર પડેથી દ્રવ્યના નાશનું કારણ. અને ગુદસ્થાન ઊપર પડીતો રોગનું આગમન થશે એમ જાણવું.

॥ श्लोक ॥

**जान्वोस्तु बंधनं प्रोक्तं गुल्फयोः स्त्रीविनाशनम् ॥**
**जंघयोर्गमनं प्रोक्तं पादयोर्बंधनं तथा ॥ १६ ॥**

**અર્થ**—બન્ને ગુડણ ઊપર પડેથી બંધન કહેલુંછે. ગુલ્ફઊપર પડેથી આનો નાશ. જંઘા (બન્ને ધ્રુઠણની નીચે પગ શુધી) પર પડેથી પ્રવાસ કહેલોછે અને બન્ને પગ ઊપર પડીતો બંધન થશે એમ જાણવું.

॥ श्लोक ॥

**खुरयोर्मृत्युमाप्नोति पादपृष्ठे सुखप्रदम् ॥**
**पादांगुल्यां पुत्रनाशः पशुभृत्यान्नखेषु च ॥ १७ ॥**

**અર્થ**—ખુર ઊપર પડેથી મરણ પ્રાપ્તિ. પેની ઊપર પડેથી સુખ આપવાવાલી. પગનાં આંગળા ઊપર પડેથી પુત્રનો નાશ અને પગના નખ ઊપર પડીતો પશું તથા ચાકરનો નાશ થશે એમ જાણવું.

॥ श्लोक ॥

**शत्रुक्षयो भवेत्पादतले चैवं विनिर्णयः ॥**
**यदुक्तं तु फलोद्देशं तत्स्वकीयं प्रकीर्तितम् ॥ १८॥**

**અર્થ**—પગનાં તળીઆ ઊપર પડેથી શત્રુનો નાશ થશે એવો નિર્ણયછે. અહીં સૂધી જે ફળનો ઊદ્દેશ કહ્યા તે સરવે પોતાને પ્રાપ્ત થશે.

॥ श्लोक ॥

**शयने संस्थिते पल्ली पतिता यदि दृश्यते ॥**

**तदा शुभफलं न स्यादशुभं वर्द्धते सदा ॥ १९ ॥**

**અર્થ**—બિછાનાં ઉપર સુતીવખતે જો પાલ પડી એમ જોવામાં આવે તો શુભ ફળ નથી અને સર્વકાળ અશુભની વૃદ્ધિ છે એમ જાણવું.

**॥ श्लोक ॥**

**उपविष्टासने पल्ली पतिता यदि दृश्यते ॥**
**शुभाशुभफलं चैव तत्तथैव भविष्यति ॥ २० ॥**

**અર્થ**—આસન ઉપર બેઠા ઉપરાંત જો પલ્લી પડી એવું જોવામાં આવે તો કાંઇકશુભ અને કાંઇકિ અશુભ એવા બને ફળો થશે એમ જાણવું.

**॥ श्लोक ॥**

**उच्छिष्टेसंस्थिता पल्ली पतिता यदि दृश्यते ॥**
**पतने फलमादिष्टं बंधूनां चैव सौहृदम् ॥ २१ ॥**

**અર્થ**—જમેલા એઠાઅન્નનાં પાન ઉપર પલ્લી પડતાં દીઠામાંઆવેતો પડવાનું ફળ પોતાનાં ભાઇયો તથા મિત્રોને જાણવું.

**॥ श्लोक ॥**

**गम्यमाने च पल्ली तु पतिता च भवेद्यदि ॥**
**यथोक्तं फलमादिष्टं शत्रूणामिति निश्चयः ॥ २२ ॥**

**અર્થ**—ચાલતાં જતાં છતાં જો ચીચીનું પડવું થાય તો પૂર્વે કહ્યાં છે તે ફળ આપણાં શત્રુંને થશે એમ નિશ્ચય જાણવું.

॥ श्लोक ॥

आहारे पतिता पल्ली तदाहारं परित्यजेत् ॥
विनान्नं पतिता पात्रे व्याधिशोकभयप्रदा ॥ २३ ॥

**અર્થ**—જમવાનાં પદાર્થ ઊપર છાપકી પડી તો તે પદાર્થને ત્યાગ કરવો અને અન્ન વગરનાં ખાલી પાત્રમાં પડે તો વ્યાધી શોક તથા ભય આપવાવાળી થશે એમ જાણવું.

॥ श्लोक ॥

पचनाग्नौ पतेत्पल्ली गृहिणी मृत्युमाप्नुयात् ॥
देवालये तु राजा च सभामध्ये सभापतिः ॥ २४ ॥

**અર્થ**—રશોઈની અગ્નીમાં પાલ પડી તો સ્ત્રી મરણ પામશે. દેવળમાં રાજા અને સભામાં પડી તો સભાપતી એઓનાં મરણ જાણવાં.

॥ श्लोक ॥

गृहमध्ये गृहस्थश्च द्वयोर्मध्ये नरोत्तमः ॥
पल्ल्योः परस्परं युद्धं पतितं यदि दृश्यते ॥
सर्वदुःखविनाशाय सुखदं गृहवासिनाम् ॥ २५ ॥

**અર્થ**—ઘરના મધ્યભાગમાં પડેથી ઘરધણીનું. બેજણાંનાં મધ્ય ભાગમાં પડેથી બન્ને માંથી જે ઊત્તમનર તેનો નાશ જાણવો. છાપકીનીં પોતામાં લડાઈ ચાલ્યા છતાં નીચે પડેલી દીઠામાં આવે તો બધા દુઃખોનો નાશ થશે અને તે ઘરમાં રહેનારાને સુખ મળશે એમ જાણવું.

॥ श्लोक ॥

यदि पल्ल्याः प्रपातेन दीपो नाशयते गृहे ॥
तद्गृहं नाशमायाति त्यजेन्मासत्रयं ततः ॥ २६ ॥

**અર્થ**—જો પલ્લીપડવા થકી ઘરમધ્યેના દીવાનો નાશ (બુજવું) થાય તો તે ઘરનો નાશ થશે વાસ્તે ત્રણ મહિનાં સુધી તે ઘરનો ત્યાગ કરવો.

॥ श्लोक ॥

पल्ल्याः प्रपतनं वस्त्रे भूषणे चैव दृश्यते ॥
मानहानिर्भवेत्तस्य कलहो वा भविष्यति ॥ २७ ॥

**અર્થ**—જે ધણી પોતાના કપડા તથા અલંકાર ઊપર જો પાલનું પડવું જોશે તો તે ધણીનાં માનની હાની અથવા કજીઓ થશે.

॥ श्लोक ॥

आयुधेषु च दृश्येत यदि पल्ल्याः प्रपातनम् ॥
स्वहस्तयुद्धमाप्नोति शत्रुहानिस्तदा भवेत् ॥ २८ ॥

**અર્થ**—હથીઆરો (તરવાર ઈત્યાદી ) ઊપર જો પાલનું પડવું દીઠામાં આવેતો પોતાનાં હાથે કરી યુદ્ધ થશે અને તેમાં શત્રુનો નાશ થશે.

॥ श्लोक ॥

वाहने संप्रदृश्येत गमनं परिदूषितम् ॥ २९ ॥

**અર્થ**—પોતાનાં વાહનનાં ( અશ્વાદીક ) ઊપર જો પલ્લી પડેલી દીઠામાં આવે તો કષ્ટયુક્ત પ્રવાસ થશે એવું જાંણવું.

(અહીંઆં સુધી પુરૂશોના શરીર ઉપર પલ્લી પતનનો નિર્ણય કહ્યો.

॥ श्लोक ॥

अथ स्त्रीणां विशेषेण फलं पल्ल्याः प्रपातने ॥
तत्तत्स्थानविशेषेण ज्ञातव्यं सुविचक्षणैः ॥ ३० ॥

**અર્થ**—હવે સ્ત્રીઓનાં અંગ ઊપર વિશેષે કરીને પાલ પડી છતાં સ્થાનવિશેષે કરીને ફળ કહુંછોં તે કુશળ પુરૂષોયે જાણવાં.

॥ श्लोक ॥

शिरसि श्रियमाप्नोति ब्रह्मस्थाने मृतिप्रदा ॥
केशबंधे च रोगाप्तिः केशांते मरणं भवेत् ॥ ३१ ॥

**અર્થ**—મસ્તક ઊપર પડેથી લક્ષ્મીની પ્રાપ્તિ. તાળુ ઊપર પડેથી મૃત્યુ આપનારી. વેણી ઊપર પડેથી રોગની પ્રાપ્તિ. અને કેશના છેડા ઊપર પડીતો મૃત્યુ થશે એમ જાણવું.

॥ श्लोक ॥

ग्रीवायां कलहो नित्यं ललाटे च धनक्षयः ॥
दक्षे कपोले विधवा वामे च प्रियदर्शनम् ॥ ३२ ॥

**અર્થ**—કંઠ ઊપર પડેથી નીત્ય કલહ. કપાળ ઊપર પડેથી દ્રવ્યનો નાશ. જમણાં ગાલ ઊપર પડેથી વીધવાપણું અને ડાબાગાલ ઊપર પડીતો પોતાનાં પ્રીયનું દર્શન થશે એમ જાણવું.

॥ श्लोक ॥

दीर्घायुर्दक्षिणे कर्णे वामे स्वर्णविभूषणम् ॥
दक्षिणे नयने दुःखं वामे वल्लभदर्शनम् ॥ ३३ ॥

અર્થ—જમણાકાન ઊપર પડેથી દીર્ઘઆયુષ્ય. ડાબાકાન ઊપર પડેથી સોનાંના અલંકાર. જમણાંનેત્ર ઊપર પડેથી દુઃખ અને ડાબાનેત્ર ઊપર પડીતો પતિનું દરશન થશે એમ જાણવું.

॥ श्लोक ॥

नासायां रोगसंप्राप्तिरूर्ध्वोष्ठे कलहो भवेत् ॥
अधरोष्ठे धनैश्वर्यं संपुटे निधनं भवेत् ॥ ३४ ॥

અર્થ—નાક ઊપર પડેથી રોગની પ્રાપ્તિ. ઊપરનાં હોઠ ઊપર પડેથી કલહ થશે. નીચેનાં હોઠ ઊપર પડેથી ધન અને ઐશ્વર્ય હોઠ સંપુટ (ઢાંકેલા હોઠ) ઊપર પડીતો મરણ થશે એમ જાણવું.

॥ श्लोक ॥

चुबुके विग्रहः प्रोक्तो वक्त्रे मिष्टान्नभोजनम् ॥
कंठे विभूषणं प्रोक्तं कक्षयोः सुखसंपदः ॥ ३५ ॥

અર્થ—દાઢી ઊપર પડેથી કલહ થશે. મોઢામાં પડેથી મીષ્ટાન્ન ભોજન મળશે. કંઠઊપર પડેથી અલંકાર પ્રાપ્તિ. અને બન્ને કાખ ઊપર પડેથી વો સુખ અને સંપદા બન્ને પ્રાપ્ત થશે એમ જાણવું.

॥ श्लोक ॥

पृष्ठे बंधुवियोगः स्यात्पार्श्वयोर्बंधुदर्शनम् ॥
स्कंधयोः स्त्रीसुखावाप्तिर्बाह्वोर्मणिविभूषणम् ॥ ३६ ॥

**અર્થ**—પુંઠઊપર પડેથી બંધુનો વીજોગ. બન્ને પડખે પડેથી બંધુનું દરશન. બને કાંધ ઊપર પડેથી સ્ત્રીનું સુખ અને દંડ ઊપર પડેથી મણિયુક્ત અલંકારની પ્રાપ્તિ જાણવી.

॥ श्लोक ॥

अर्थहानिः करे प्रोक्ता वामे लाभो भवेद्ध्रुवम् ॥
दक्षिणे मणिबंधे च मनस्तापो धनक्षयः ॥ ३७ ॥

**અર્થ**—જમણાં હાથ ઊપર પડેથી દ્રવ્યનો નાશ. ડાબા હાથ ઊપર પડેથી નિશ્ચય કરીને લાભ થશે. અને જમણા કાંડાઊપર પડેથી મનને સંતાપ તથા દ્રવ્યનો નાશ એ બન્ને થશે એમ જાણવું.

॥ श्लोक ॥

वामे विभूषणं प्रोक्तं करमध्ये महत्सुखम् ॥
करपृष्ठे करांगुल्यां भूषणं हानिकृन्नखे ॥ ३८ ॥

**અર્થ**—ડાબા કાંડા ઊપર પડેથી અલંકારની પ્રાપ્તિ. હાથની હાથેલીમાં પડેથી મોટું સૂખ. હાથના પૃષ્ટભાગે પડેથી અથવા આંગળાં ઊપર પડીછતાં અલંકાર પ્રાપ્તિ. અને નખ ઊપર પડેથી હાનિકારક જાણવી.

॥ श्लोक ॥

स्तनयोर्बहुदुःखं स्यात् हृदि सौख्यविवर्द्धनम् ॥

कुक्षौ सत्पुत्रलाभः स्यादुदरे च सुमंगलम् ॥ ३९ ॥

અર્થ—સ્તન ઊપર પડેથી બહુ દુઃખ. હૃદય ઊપર પડેથી સુખની વૃધ્ધી. કુખ ઊપર પડેથી સારા પુત્રનો લાભ. અને પેટ ઊપર પડી છતાં મંગલ કાર્ય થશે એમ જાણવું.

॥ श्लोक ॥

नाभौ सत्कीर्तिबुद्धिः स्याद्गुह्यस्थाने मृतिर्भवेत् ॥
कट्यां च वस्त्रलाभः स्याद्गुदे रोगसमुद्भवः ॥ ४० ॥

અર્થ—નાભિ ઊપર પડેથી સારી કીર્તિ અને બુધ્ધિ થશે. ગુહ્ય સ્થાન ઊપર પડેથી મરણ પ્રાપ્ત. કમર ઊપર પડેથી વસ્ત્રનો લાભ અને ગુદસ્થાન ઊપર પડીતો રોગ ઊત્પન્ન થશે એમ જાણવું.

॥ श्लोक ॥

ऊर्वोरपत्यसंप्राप्तिर्जान्वोर्बंधनमेव च ॥
जंघयोरर्थहानिः स्याद्गुल्फयोर्मरणं भवेत् ॥ ४१ ॥

અર્થ—જાંગો ઊપર પડેથી કન્યા કિંવા પુત્રની પ્રાપ્તિ થશે. ધુટણ ઊપર પડેથી બંધન જાંણવું. જંઘા ઊપર (એટલે જઘન થી પગસુધી) પડેથી દ્રવ્યની હાનિ થશે અને બન્ને ગુલ્ફ ઊપર પડેથી મરણ થશે.

॥ श्लोक ॥

दक्षिणे चरणे यानं वामे शत्रुविनाशनम् ॥
अंगुलीष्वात्मजाः कोशो धान्यलाभो नखेषु च ४२ ॥

**અર્થ**—જમણાપગ ઊપર પડેથી ગામ જવું થશે. ડાબા પગ ઊપર પડેથી શત્રુનો નાશ. પગનાં આંગળાં ઊપર પડેથી પુત્ર તથા ધનનો ભંડાર પ્રાપ્ત થશે. અને પગના નખ ઊપર પતન થઈ તો ધાન્યનો લાભ થશે એમ જાણવું.

**( યાંહાં સુધી સ્ત્રીઓનાં શરીર ઉપર પલ્લી પતનનો નિર્ણય ) કહ્યો.**

## अथसरठारोहणफलानि.

હવે સરડાના ચઢવાનું ફળ કહું છઊં.

**॥ श्लोक ॥**

**एतदेवफलं विद्यात्सरठस्य प्ररोहणे ॥**
**पल्लयाः प्रपातनं चैव सरठस्य प्ररोहणम् ॥ ४३ ॥**

**અર્થ**—એજ પ્રકારે ફળો સરડો અંગ ઊપર ચડેથી જાંણુવાં. પાલનું પડવું અને શરડાનું ચઢવું ( એ બન્ને સમાન ફળને આપવાવાળાછે. )

**॥ श्लोक ॥**

**निधनार्थाय भवति शुभं विद्याद्विपर्यये ॥**
**पतनानंतरं तस्य रोहणं यदि जायते ॥**
**पतने फलमुत्कृष्टं रोहणेऽल्पफलं भवेत् ॥ ४४ ॥**

**અર્થ**—એ બન્ને નાશને અર્થે થાયછે પરંતુ વીપર્યય છતાં શુભ જાણવું. શરડો શરીર ઊપર પડીને જોચડે તો પડવાંનું ફળ ઊત્તમ અને ચડવાનું ફળ તેનાં કરતાં ઓછું એમ જાંણવું.

## ॥ श्लोक ॥

**आरोहणं चोर्ध्ववक्त्रं अधोवक्त्रं तु पातनम् ॥**
**भवेद्यदि च शीघ्रेण तत्फलं जायते ध्रुवम् ॥ ४५ ॥**

**અર્થ**—( આરોહણ તથા પતન એનાં લક્ષણ કહુછઉં ) મોઢું ઉપર કરીને જો અંગ ઉપર ચઢયોતો તેને આરોહણ કેહેવું અને નીચુ મોઢુ કરીને ઉતરે તો તેને પતન કરી કેહેવું એવા લક્ષણ યુક્ત સરડનું આરોહણ તથા પતન જો થયું તો શીઘ્ર ફળ પ્રાપ્ત થશે. એમ નિશ્ચયે કરી જાણવું

## ॥ श्लोक ॥

**इति पल्लीसरटयोः पतनाद्रोहणादपि ॥**
**स्त्रीणां ज्ञेयं विशेषेण यदुक्तं मुनिपुंगवैः ॥ ४६ ॥**

**અર્થ**—એ પ્રમાણે પલ્લી અને સરઠનાં પડવા ચઢવાનાં ફળો સ્રીયોને વીશેષે કરીને રૂષિઓ એ કેહેલ છે તે જાંણવા.

**इति पल्लीसरटयोः पतनारोहणफलानि.**

એ પ્રકારે પલ્લી તથા સરઠનું પડવું ચઢવું તથા તેનાં ફળ જાણવા.

**( હવે સમય ભેદે કરી ફળમાં પણ ભેદ થાય છે તે કહું છઉં )**

## ॥ श्लोक ॥

**अन्यद्दक्षादिभेदेन फलभेदो भवेद्ध्रुवम् ॥**
**स्वजन्मदिवसे जन्मनक्षत्रे नैधने विधौ ॥ ४७ ॥**

**અર્થ**—સમય ભેદેકરી ફળમાં પણ નિશ્ચય ભેદ થાએ છે. પોતાનાં જન્મ દીવસે. જન્મનક્ષત્રે. બારમો ચંદ્રમાં હોય તેદીને.

## अथ दिशापरत्वे गमनफलम्.

હવે પોતાનાં શરીર ઊપર પલ્લી પડ્યા પછી તે જે દીશાયેં જાય તેનાં ફળ કહું છઊં

॥ श्लोक ॥

पूर्वायां चिंतितं कार्यमाग्नेय्यामग्निजं भयम् ॥
याम्ये तु मरणं विद्यान्नैर्ऋत्यां कलहो भवेत् ॥ ४८ ॥

**અર્થ**—પુર્વ દીશા એ જાય તો ચિંતિત કાર્ય થશે. અગ્નિ દિશાએ ગઈ તો અગ્નિ ભય. દક્ષિણ દીશા એ ગઈ તો મરણ થશે. નૈરૃત્યે ગઈ તો કલહ થશે એમ જાણવું.

॥ श्लोक ॥

पश्चिमे धनलाभाय वायव्यां व्याधिसंभवः ॥
कौबेर्यां कीर्तिलाभः स्यादीशान्यां चिंतितं भवेत् ॥
पतनानंतरं पल्ल्या गतायाः फलमादिशेत् ॥ ४९ ॥

**અર્થ**—પશ્ચિમદિશાએ ગએથી દ્રવ્ય લાભ. વાયવ્ય દિશા એ ગઈ તો રોગની પ્રાપ્તિનો સંભવ. ઊત્તર દિશાએ ગઈ તો કીર્તિ લાભ. ઈશાન્ય દીશા એ ગઈ તો ચિંતેલુ કાર્ય થશે. એ કહેલું ફલ પાલી અંગ ઊપર પડયા પછી તે ગયાનું જાંણવું.

## अथ तिथिफलम्.

હવેતિથી પરત્વે ફળ કહું છઊં.

॥ श्लोक ॥

प्रतिपल्लोकसंप्राप्तिर्द्वितीया राज्यदायिनी ॥
तृतीयायां भवेल्लाभश्चतुर्थ्यां रोग एव च ॥ ५० ॥

**અર્થ**—એકમને દિને સર્વ લોક અનુકુલ થાય. બીજ ને દિને રાજ્ય આપનારી. ત્રીજને દિને લાભ થશે અને ચોથને દિને પડીતો રોગની પ્રાપ્તિ થશે એમ જાણવું.

॥ श्लोक ॥

पंचम्यां त्वथ षष्ठयां वा सप्तम्यां च धनागमः ॥
अष्टम्यां च नवम्यां च दशम्यां मरणं ध्रुवम् ॥ ५१ ॥

**અર્થ**—પંચમી અથવા છઠ કિંવા સાતમને દિને પડેથી ધનનું આગમન. અષ્ટમી, નવમી, દશમી, એ દિને પડેથી મરણ જાંણવું.

॥ श्लोक ॥

एकादश्यां पुत्रलाभो द्वादश्यां पुत्रसंपदः ॥
त्रयोदश्यां भवेद्धानिश्चतुर्दश्यां धनक्षयः ॥ ५२ ॥

**અર્થ**—એકાદશીને દિને પડેથી પુત્રનો લાભ. બારશને દિને પડેથી પુત્ર તથા સંપત્તિની પ્રાપ્તિ. તેરશને દિને પડેથી હાની થશે. ચૌદસને દિને પડેથી દ્રવ્યનો નાશ જાંણુવો.

॥ श्लोक ॥

पंचदश्याममावास्यां बंधुहानिर्धनक्षयः ॥ ५३ ॥

અર્થ—પુનમ અને અમાવાસ્યાને દિને પડીછતાં બંધુની હાની અને દ્રવ્ય નાશ જાંણવું.

## अथ वारफलम्.

હવેવાર પરત્વે ફળ કહું છઉં.

॥ श्लोक ॥

सोमे बुधे गुरौ शुक्रे धनलाभः प्रजायते ।
भानौ भौमे तथा मंदे धनहानिः प्रजायते ॥ ५४ ॥

અર્થ—સોમ, બુધ, ગુરૂ, શુક્ર, એ દિને પડેથી ધનનો લાભ થાયછે અને રવી મંગળ તથા શનીની પડેથી દ્રવ્ય નાશ થશે એમ જાંણવું.

## अथ नक्षत्रफलम्.

હવે નક્ષત્ર પરત્વે ફલ કહું છઉં.

॥ श्लोक ॥

अश्विन्यामायुरारोग्यं भरण्यां रोग एव च ॥
कृत्तिका धनहानिः स्याद्ब्राह्मे चांद्रे च संपदः ॥ ५५ ॥

અર્થ—અશ્વિની ઊપર પડેથી આયુષ્ય અને આરોગ્યતા. ભરણી ઊપર પડેથી રોગની પ્રાપ્તિ. કૃતીકા ઊપર પડેથી ધનની હાની. રોહીણી અને મ્રગશ્રે ઊપર પડીતો સંપત્તિ પ્રાપ્તિ થશે એમ જાંણવું.

॥ श्लोक ॥

आर्द्रायां च भवेन्मृत्युर्धनलाभः पुनर्वसौ ॥

**पुष्ये चैवं भवेल्लाभः सार्पे च मरणं ध्रुवम् ॥ ५६ ॥**

**અર્થ**—આરદ્રા ઊપર પડેથી મૃત્યુ થશે. પુનર્વસુ ઉપર પડેથી ધનનો લાભ. પુષ્ય ઊપર પડેથી લાભ. અને અશલેશા ઊપર પડીતો નિશ્ચયે કરી મરણ જાંણવું.

**॥ श्लोक ॥**

**मघा क्षेमकरी प्रोक्ता पूर्वायां रोगसंपदः ॥**
**उत्तरादिचतुष्केषु शुभं भवति निश्चितम् ॥ ५७ ॥**

**અર્થ**—મઘાઊપર પડેથી કલ્યાણ કરનારી. પુર્વા ઊપર પડેથી રોગનો વધારો. ઊત્તરા, હસ્ત, ચિત્રા, સ્વાતી, એ ચાર નક્ષત્ર ઊપર પડેથી નિશ્ચયકરી શુભ થશે એમ જાંણવું.

**॥ श्लोक ॥**

**विशाखां धननाशाय मैत्रे राज्यं विनिर्दिशेत् ॥**
**ज्येष्ठायां निधनं प्रोक्तं मूले चैव सुखागमः ॥ ५८ ॥**

**અર્થ**—વિશાખા ઊપર પડેથી ધનનો નાશ. અનુરાધા ઊપર પડેથી રાજ પ્રાપ્તિ. જ્યેષ્ટા ઊપર પડેથી નાશ. મૂળ ઊપર પડેથી સૂખની પ્રાપ્તિ.

**॥ श्लोक ॥**

**पूर्वाषाढा मृत्यवे स्यादुत्तरा क्षेमकारिणी ॥**
**श्रवणे राज्यसंप्राप्तिर्धनिष्ठायां धनक्षयः ॥ ५९ ॥**

**અર્થ**—પૂર્વાષાઢા ઊપર પડેથી મ્રત્યુ. ઊતરાષાઢા ઊપર કલ્યાણ

ની કરવાવાળી. શ્રવણ ઊપર રાજ્ય ની પ્રાપ્તિ. અને ધનેષ્ટા ઊપર ધનનો નાશ જાણવો.

॥ श्लोक ॥

शततारासु च सुखं पूर्वाभाद्रपदा शुभा ॥
शुभोत्तराभाद्रपदा रेवत्यां राज्यदायिनी ॥ ६० ॥

**અર્થ**—શતતારકા ઊપર પડેથી સુખ. પૂર્વાભાદ્રપદ ઊપર પડેથી શુભ. ઊત્તરાભાદ્રપદા ઊપર પડેથી શુભ. રેવતી ઊપર રાજ્ય આપનારી.

## अथ योगफलम्.

હવે યોગ પરત્વે ફલ કહું છઊં.

॥ श्लोक ॥

शूलवज्रव्यतीपाते व्याघाते परिघे तथा ॥
वैधृत्यां घातमित्याहुरन्ये योगाः शुभावहाः ॥ ६१ ॥

**અર્થ**—શૂલ, વજ્ર, વ્યતીપાત, વ્યાઘાત, પંરીઘ તથા વૈધ્રતી એ ઊપર પડેથી ઘાત થશે. એસિવાયનાં યોગો ઊપર પડેથી શુભ જાંણવી.

## अथ करणफलम्.

હવે કરણ પરત્વે ફલ કહું છઊં.

॥ श्लोक ॥

नागे चतुष्पदे शोको भद्रायां मरणं ध्रुवम् ॥
शेपाणि शुभदानि स्युः करणानि सदैव हि ॥ ६२ ॥

**અર્થ**—નાગ, ચતુષ્પાદ, ઊપર પડેથી શોકકારક. ભદ્રા ઊપર પડેથી નિશ્ચયેકરી મરણ. એસિવાય બીજા રહેલાં કરણ ઊપર પડીછતાં શુભ દાયક જાંણવી.

## अथ लग्नफलम्.

હવે લગ્ન પરત્વે ફલ કહું છઊં.

### ॥ श्लोक ॥

**मेषे वृषे च लाभः स्यान्मिथुने स्याच्च कन्यका ॥**
**कर्के वृद्धिः सुतः सिंहे कन्यालग्ने धनक्षयः ॥ ६३ ॥**

**અર્થ**—મેષ- વૃષભ ઊપર પડેથી લાભ. મિથુન ઊપર પડેથી કન્યા થશે. કર્કઊપર પડેથી પોતાનું ઊત્કર્ષ થશે. સિંહ ઊપર પડેથી પુત્રની પ્રાપ્તિ. કન્યા ઊપર પડેથી દ્રવ્યનો ક્ષય જાણવો.

### ॥ श्लोक ॥

**तुलावृश्चिकयोर्वस्त्रं धनुर्मकरयोर्धनम् ॥**
**महाहानिः कुंभलग्ने मीने संतापकारिणी ॥ ६४ ॥**

**અર્થ**—તુલા, વૃશ્ચિક, ઊપર પડેથી વસ્ત્ર પ્રાપ્તિ. ધન, મકર, એ ઊપર પડેથી ધનની પ્રાપ્તિ. કુંભ લગ્ન ઊપર પડેથી મોટી હાની. મીન ઊપર પડેથી તાપ કરાવનારી જાણવી.

### ॥ श्लोक ॥

**वैधृतौ च व्यतीपाते उत्पातग्रहणादिषु ॥**
**यमघंटे मृत्युदग्धदिने चेत्कालनाडिके ॥ ६५ ॥**

**અર્થ**—વૈધ્રત હોય. વ્યતીપાત, હોય. ઊતપાત દીવસેં, ગ્રહણાદિકે, યમધંટે મૃત્યુ યોગે. દગ્ધ દહાડે કાલનાડીકામાં

॥ श्लोक ॥

विषनाड्यां क्रूरयुते लग्ने क्रूरनिरीक्षिते ॥
कालेष्वेवं विजानीयाद्यदुक्तं नहि तत्फलम् ॥ ६६ ॥

**અર્થ**—વિષનાડી માં. પાપ ગ્રહ યુક્ત લગ્નમાં. અથવા પાપગ્રહોની દ્રષ્ટિમાં. ઈત્યાદીક વખતે પલ્લી સારે ઠેકાણે પડીછતાં. જેફળ પ્રથમ કહ્યા વે સારાં ફળ નથતાં નરસાં ફળ પ્રાપ્ત થશે એમ જાંણવું

॥ श्लोक ॥

दुर्निमित्ते तथा जाते निधनं जायते ध्रुवम् ॥
इति पल्ल्याः प्रपाते च फलं ज्ञेयं विचक्षणैः ॥ ६७ ॥

**અર્થ**—તેમજ દૂર્નિમિત થયાછતાં નિશ્ચયે કરીને નાશ થાયછે એ પ્રકારે કરીને કુશલ પુરૂશો એ પલ્લીનાં પડવાનાં ફળ સમજવાં.

## अथ शान्ति.

હવે પાછું પલ્લીનાં શાંતિ વિષે પ્રકાર કહું છઊં

॥ श्लोक ॥

पल्ल्याः स्पर्शनमात्रेण सचैलं स्नानमाचरेत् ॥
पंचगव्यं तथा प्राश्य कुर्यादाज्यविलोकनम् ॥ ६८ ॥

**અર્થ**—પાલનો સ્પર્શ થયા છતાં લાગલુંજ વસ્ત્ર સાથે સ્નાન કરવું.

અને પંચગવ્ય ( દુધ, દહી, ઘ્રત, ગોમુત્ર, છાંણુ, એકત્રમેળવેલું ) નું પ્રાશન કરી ઘ્રતમાં ( કાંસાનાં વાડકામાં યથાશક્તિ ઘીભરી ) પોતાનું મુખજોવું.

॥ श्लोक ॥

अशक्तो वा सशक्तो वा यदीच्छेच्छुभमात्मनः ॥
पुण्याहं वाचयित्वा तु शांतिकर्म समाचरेत् ॥ ६९ ॥

અર્થ—અશક્ત અથવા શકતી વાળો જે પોતાનું શુભઇચ્છે તેણે પુન્યાહવાચન કરીને શાંતિ કર્મ અવસ્ય કરવું.

॥ श्लोक ॥

प्रतिरूपं सुवर्णेन तदर्धेन च वा पुनः ॥
तदभावे यथाशक्त्या वित्तशाठ्यं न कारयेत् ॥ ७० ॥

અર્થ—દસપલ અથવા પાંચપલ ( જેનુ પ્રમાણ છેલ્લે કહ લછે ) સુવર્ણની પલ્લીની પ્રતિમાં કરાવવી તેટલા સોનાનુ સામર્થ્ય ન હોય તો યથા શક્તિ સુવર્ણની પ્રતિમાં કરાવવી લોભ નકરવો.

॥ श्लोक ॥

रक्तवस्त्रेण संवेष्ट्य गंधपुष्पैः सुपूजयेत् ॥
तस्याग्रे मृन्मयं रम्यं कलशं जलपूरितम् ॥ ७१ ॥

અર્થ—તેને લાલ વસ્ત્ર વડે વીટીને ગંધ ફુલોથી પુજન કરવું. તેની આગળ મ્રતીકાનો ઊત્તમ કલશ પાણીથી ભરવો. તે કલશને—

॥ श्लोक ॥

वस्त्रमाल्यैरलंकृत्य स्थापयेत्तंडुलोपरि ॥
पंचामृतं पंचगव्यं पंचरत्नसमन्वितम् ॥ ७२ ॥

**અર્થ**—વસ્ત્ર અને ફુલોની માલા થી અલંકૃત કરી ચોખા ઊપર સ્થાપિત કરવું તેમાં પંચામૃત, પંચગવ્ય, પંચરત્ન, ( જેનો પ્રકાર પુંજા સાહિત્ય માં છેલ્લેકહલછે. )

॥ श्लोक ॥

पंचत्वक् पंचपत्रं तु निक्षिप्यात्सप्तमृत्तिकाः ॥
पूजयेल्लोकपालांस्तु गंधपुष्पाक्षतादिभिः ॥
संपूज्य विधिवद्भक्त्या तत्तन्मंत्रैश्च मंत्रवित् ॥ ७३ ॥

**અર્થ**—પાંચ છાલો, પાંચ પત્રી, સાત મૃતીકા, (જેનુ પ્રકારપણ છેલ્લેકે ૯ વામાં આવેલછે તેમાં નાખવી પછી ગંધ પુષ્પ અક્ષતાદીકે કરીને તેનાં તેનાં મંત્રવડે ભગ્તિ એ કરીને મત્રવાલા કલશે લોકપાલ જે ઇંદ્રાદીક તેની પુજા કરવી.

॥ श्लोक ॥

अग्निसंस्थापनं कृत्वा होमकर्म समारभेत् ॥
मृत्युं जयेति मंत्रेण समिद्भिः खादिरैः शुभैः ॥ ७४ ॥

**અર્થ**—અગ્નિની સંસ્થાપના કરી હોમકર્મનો આરંભ કરવો. તે હોમ મૃત્યુંજયનાં મંત્ર વડેકરીને અને ઊત્તમ ખેરનાં સમીધથી આગ્નિ વિશે કરવો.

॥ श्लोक ॥

तिलैर्व्याहृतिभिर्होममष्टोत्तरसहस्रकम् ॥
अथवाष्टोत्तरशतं कुर्यात्सम्यक् समाहितः ॥ ७५ ॥

**અર્થ**—તીલવડે વ્યાહ્રતી કહીને અષ્ટોતર સહસ્ર અથવા અષ્ટોતર શત ( ૧૦૮ ) આહુતી દેવી.

॥ श्लोक ॥

अभिषेकं ततः कुर्यात्तदुक्तं द्विजसत्तमैः ॥
पुण्यैर्वारुणसूक्तैर्वा शांतिसूक्तस्तथैव च ॥ ७६ ॥

**અર્થ**—( હોમ થયા પછી ) બ્રાહ્મણોએ પુણ્યકારક વરૂણ સુક્તવડે તથા શાંતિ સુક્તવડે કરીને યજમાનનાં મસ્તકઉપર અભિષેક કરવો.

॥ श्लोक ॥

एवं सम्यग्विधानेन शांतिकर्म करोति यः ॥
तस्यायुः श्रीर्जयो वृद्धिर्यशो रोगश्च जायते ॥ ७७ ॥

**અર્થ**—એ પ્રમાણે ઊત્તમ વીધાને કરીને જે કોઇ સાંતીકર્મ કરેછે તેને આયુષ્ય, શ્રી, લક્ષ્મી, જય, વૃદ્ધિ, યશ, અને આરોગ્યતા પ્રાપ્ત થાશે.

॥ श्लोक ॥

पल्लीसरटयोः शांतिविधानं शौनकोदितम् ॥
यः समारभते तस्य निर्विघ्नं जायते ध्रुवम् ॥ ७८ ॥

**અર્થ**—પલ્લી, સરઠની શાંતિનો વિધાનશૌનકરૂષી એ કહેલછે એ તેપ્ર-માણેજે કોઇ આરંભ કરેછે તેને નિશ્ચયે કરીને વિઘ્નની પીડા થતી નથી.

**इति पल्लीसरटयोः शांतिः समाप्ता.**

એ પ્રકારે પલ્લીપતન અને સરટા રોહણની શાંતિ સમાપ્તથઈ.

## पल्लीशब्दशकुन.

હવે પલ્લીનાં શબ્દનું શકુન કહું છઊં

**॥ श्लोक ॥**

**वित्तं ब्रह्मणि कार्यसिद्धिमतुलां शक्रे हुताशो भयं**
**याम्ये मित्रवधः क्षयश्च निर्ऋतेर्लाभः समुद्रालये ॥**
**वायव्यां वरमिष्टमन्नमशनं सौम्यार्थलाभस्तथा**
**ईशाने ग्रहगोधिकार्यमतुलं सर्वत्र भूमौ भयम् ॥ ७९ ॥**

**અર્થ**—( પલ્લીશબ્દનાં દિશા પરત્વે ફળ ) ઊર્ધ્વદિશાએ લક્ષ્મીની પ્રાપ્તિ પૂર્વ દિશાએ કાર્ય સિદ્ધિ. અગ્નિ દિશાએ અગ્નિ ભય. દક્ષિણ દિશાએ મિત્રનો વધ. નૈઋત્યે ક્ષય. પશ્ચિમે લાભ. વાયવ્યે મિષ્ટાન્ન ભોજન. ઉત્તરે લાભ. ઇશાન્યમાં કાર્ય સિધી. પ્રથ્વિ ઉપર ભય. એ પ્રમાણે ફળ જાંણવું.

**इति पल्लीसरटयोः फलकारिका समाप्ता.**

ઇતિ પલ્લી સરઠનાં પતનારોહણની કારિકાનો (નિર્ણય) **સમાપ્ત થયો.**

## शांति

હવે પલ્લી શબ્દની શાંતિ કહું છઉં

॥ श्लोक ॥

तिलमाषादि दानं च स्नात्वा देयं द्विजन्मने ॥
पिनाकिनं नमस्कृत्य जपेन्मंत्रं षडक्षरम् ॥ ८० ॥
शतं सहस्रमथवा सर्वदोषनिबर्हणम् ॥
शिवालये मदद्याद्वै दीपं दोषोपशांतये ॥ ८१ ॥

અર્થ—છાપકી પડીછતાં સચૈલ સ્નાન કરીને તીલ અને અડદનું બ્રાહ્મણને દાન કરવું અને શંકરને નમસ્કાર કરીને શિવમંત્રનો અગીઆરશો જપ કરવો અને શિવાલયમાં ઘીનો દીવો લગાડવો.

## पंचगव्य प्रकारः

હવે પંચગવ્ય કરવાનો પ્રકાર કહું છઉં.

॥ श्लोक ॥

पंचगव्यं पवित्रं तु आहरेत्ताम्रभाजने
गायत्र्या चैव गोमूत्रं गन्धद्वारेण गोमयम् ॥ १ ॥
आप्यायस्वेति च क्षीरं दधिक्राव्णेति वै दधि
तेजोसि शुक्रमित्याज्यं देवस्य त्वा कुशोदकम् ॥ २ ॥

અર્થ—શુદ્ધ તાંબાનું અથવા ખાખરાનાં પાનનું કરેલું એવું પાત્ર લઇ તે મધ્યે નીચે લખેલા પદાર્થો તેજક્રમે મેળવવા.

રાતી ગાયનું મુત્ર માસા ૮ — ગાયત્રી મંત્રવડે નાંખવું
ધોળીગાયનું છાંણુ માસા૧૫ — ગંધદ્વારા એમંત્રવડેનાંખવું
પીળીગાયનું દુધ માસા૧૨ — આપ્યાયસ્વ એમંત્રવડે નાંખવું
નીળીગાયનું દહી માસા૧૦ — દધિક્રાવ્ણુ એમંત્રવડે નાંખવું
કાલીગાયનું ઘી માસા ૮ — તેજોસિશુક્ર એમંત્રવડે નાંખવું
દર્ભનું પાણી માસા ૪ — દેવસ્યત્વા એમંત્રવડે નાખવું

એરીતે સર્વે પદાર્થો એકત્રકરી ઓંકાર પ્રણવ એમંત્રવડે કરી ઔદુંબર અથવા અઘાડાનાકાષ્ટ વડે વલોવી ભેગાકરવા તેને ઊત્તમ પંચગવ્ય કેહેવું. એરીતે જો જુદી જુદી ગાયોનાં પદાર્થો મલવાનો સંભવ નહોયતો એકજ ગાયનાં સર્વે પદાર્થો મેળવવા તેનો પણઅભાવ હોયતો હરકોઈ ગાયોનાં મલે તેમ પદાર્થો લઈ ઊપર લખેલા મંત્રવડે કરી પંચગવ્ય સિધ્ધકરવું માત્ર ગાય સિવાય બીજા જનાવરોનાં પદાર્થોબિલકુલલેવા નહીં.

## पंचामृतप्रकारः

હવે પંચામૃત કરવાનો પ્રકાર કહું છઊં.

## ॥ श्लोक ॥

**गव्यमाज्यं दधिक्षीरं माक्षिकं शर्करान्वितम्**
**एकत्र मिलितं ज्ञेयं दिव्यं पंचामृतं परम् ॥ ३ ॥**

**અર્થ**—ગાયનુંઘી, દહી, દુધ, મધ, સાકર, એ પદાર્થોને એકત્ર મેળવવાથી દિવ્ય એવું પંચાંમૃત કેહેવાય છે.

## पंचपल्लवानि

હવે પંચપલ્લવ કહું છઊં.

## ॥ श्लोक ॥

अश्वत्थोदुम्बरप्लक्षचूतन्यग्रोधपल्लवाः
पंचपल्लवमित्युक्तं सर्वकर्मणि शोभनम् ॥ ४ ॥

**અર્થ**—પિપળાનાં, ઊંબરાનાં, પીપરીનાં, વડનાં, આંબાનાં, એટલા વૃક્ષોનાં પાનો તે પંચ પલ્લવ કહેવાં એ પંચપલ્લવ સર્વ કર્મોવિશે કહેલછે (બીજા કર્મો વીશે બીજા પંચપલ્લવ કહેલા છે.)

## पंचरत्नानि

હવે પંચ રત્નો કહું છઊં.

## ॥ श्लोक ॥

सुवर्णं रजतं मुक्ता राजावर्तं प्रवालकम्
रत्नपंचकमाख्यातमिति ॥ ५ ॥

**અર્થ**—સોનું, રૂપું, મોતી, પુખરાજ, પ્રવાલ, એરીતે પાંચરત્નો એકત્ર કરેથી પંચરત્ન થાયછે તે પણ જો સમય ઊપર મળવાનો અભાવ હોયતો" **अभावे सर्व रत्नानां हेम सर्वत्र योजयेत्** " એવાકયપ્રમાંણે સર્વરત્નોની ઠેકાણે સોનાની યોજના કરવી.

(પંચરત્નો બેત્રણ પ્રકારનાંછે પરંતું આઠેકાણે સુખ સાધ્ય એવા અને સર્વને અનુકુલ થાય તેવાં કહ્યાંછે.)

## सप्तमृत्तिकाः

હવે સપ્ત મૃત્તિકાનો પ્રકાર કહું છઊં.

## ॥ श्लोक ॥

**अश्वस्थानात् गजस्थानात् वल्मिकात् संगमात् ह्रदात्**
**राजद्वारात् च गोगोष्टात् मृद्मानीय निक्षिपेत् ॥ ६ ॥**

**અર્થ**—ઘોડો બંધાતો હોય ત્યાની, હાથી બંધાતો હોય ત્યાંની રાફડાની, નદીનાં સંગમની, તલાવની, રાજદ્વારની, ગાય બંધાતી હોય ત્યાંની, એ પ્રકારે સાત ઠેકાંણેની ઊત્તમ માટી જોઈ લાવવી. એને સપ્ત મૃત્તિકા કહેવાયછે.

## ગ્રન્થના નિયમો તથા શાન્તિ સાહિત્યઃ

૧ જેઠેકાંણે ડાબું જમણું અંગ કહેલ નથી ત્યાં બન્ને સમાન જાણવાં.

૧ જ્યા સુદ તથવદ જણાવેલ નથી ત્યાં બન્ને પક્ષોની તિથીઓ સમાંન જાણવી.

૧ પવિત્ર અને એકાન્ત એવી જગા ગોમયથી લીપી શાન્તિને અર્થે સિદ્ધ કરવી.

## શાંતિ સાહિત્ય.

૧ બ્રાહ્મણ શુશીલ અને સત્પાત્ર વેદોત્ક તથા પુરાંણોત્ક કર્મકાંડમાં કુશળ એવો વિદ્વાન શાંન્તિ કરાવ નારો'

૧ બ્રાણહ્મ આચાર્યનાં હાથતળે કામ કરવામાં પ્રવિણ અને વેદોત્ક તથા પુરાંણોત્ક મંત્રજાંણ નારો એવો જપવાસ્તે.

૧ બ્રાહ્મણો આહુતી તથા અવકાશનાં પ્રમાંણ મુજબ વેદ જાણના રાસુપાત્ર અવસ્ય જોઈતા યથાશક્તિ બીજા કર્મ કરાવનારને આચાર્યની સમ્મતિથી બેસાડવા.

૧ બ્રામ્મણોને બેસવાને આસન તથા ગૌમુખી સાથે માળા.

૧ **પલ્લીની મૂર્તિ** આગળ કહેલા પ્રમાંણ માથી યથા શક્તિ સોનાની
૧ **રાતુવસ્ત્ર**—યથા શક્તિ રેસમ અથવા કાપડનું રેજો ૧
૧ **ચોખા**—ધડાનાંનીચેમંડલકરી ધડોરાખવા પુર્તો
૧ **માટીનોધડો**—સાધારણ નાહની ગાગરજેવડો
૧ **પંચામૃતગાયનું**—ઘી, દહી, દુધ, મધ, સાકર, ( યથા શક્તિ )
૧ **પંચગવ્ય** ગાયનું–મુત્ર, છાંણ, દુધ, દહી, ઘી, દર્ભનુ પાણી.
૧ **પંચરત્ન**—સોનું, રુપુ, મોતી, પુખરાજ, પ્રવાલ, ( યથાશક્તિ )
૧ **પંચપલ્લવ**–પીપળ, ઊંબર, પીપરી, વડનાં, આંબાના, પાનો
૧ **પાંચઝાડોની છાલો**–શમી, વડ, પીપળ, ઊંબર, આંબો, તેનીછાલો
૧ **સાત ઠેકાંણાની માટી**–ઘોડાનુ સ્થાન, હાથીનુ સ્થાન, રાફડો, સંગમ, તલાવ, રાજદ્વાર ગાયનો ગોહો, એટલા ઠેકાણાની માટી
૧ **માલા ફુલોની, ચંદન, અગરબત્તી, ઘીનોદીવો, અબીર, ગુલાલ**, દર્ભ, **અધાડો, ઇત્યાદી,**
૧ **ખેરનાં લાકડા**–આહુતીનાં પ્રમાણે.
૧ **તલ** કાળા અથવાસપેત–આહુતીનાં પ્રમાંણ મુજબ
૧ **ઘી**–આહુતીનાં પ્રમાણ મુજબચોખ્ખુંજોઈ લેવું
૧ **કાંસાની વાટકી**–ઘીભરેથી પોતાનુ મોહું આખુ દેખાયવેવડી.
૧ **નાણું** દક્ષણાસારુ યથા શક્તિચલણી

૧ કર્મ ચલાવવાશારુ-**આસન, ગૌમુખી, પંચપાત્ર, આચમની ત્રભાંણું, અર્ધ્યપાત્ર,** તથા **કલશ,** એટલા યજમાન નીપાસે રાખવા બ્રાહ્મણોને આસન. માલા ગૌમુખી તથા દક્ષણા એરીતે પુજાવિધાનમાં કહેલી સામુગ્રિ પ્રથમથીજ સિદ્ધ કરી રાખ્યાથી શાંન્તિ નીવખતે કોઈ વાતે લાવ વા મુકવાની મુઝવણપડે નહીં અનેક્રમ તથા ક્રિયામાં વિઘ્નન થાયવાસ્તે અત્રે ટીપ આપીછે. પૂજાસમાપ્તથયાપછી સર્વે સાહિત્ય કર્મકરાવનાર આચાર્યનેજ આપવાં.

# ચેતવણી.

## वृहत्स्तोत्र सरित्सागर.

## આ અપૂર્વ ગ્રન્થ.

થોડાજ દિવસમાં છપાઈ બહાર. પડશે. જેમાં આજપર્યંત કોઈનાં સાંભાળવામાં, જોવામાં, કે વાંચવામાં પણ નહો આવ્યા હોય એવા અપૂર્વ સ્તોત્રો જે બ્રહ્માદિદેવતાઓએ દેવર્ષિ ઓએ બ્રહ્મર્ષિઓએ રાજર્ષિઓએ મહર્ષિઓએ અને મહાસાધુજનો ઈત્યાદિકોએ કરેલા ( ૨૦૧ ) સમસ્તદેવતાઓ સંબંધી અવર્ણનીય સ્તુતિપર ગ્રંથોનો સમાવેશ કરવામાં આવ્યોછે જેથી એની મહત્વના શ્રેષ્ટત્વના અને ઉત્કૃષ્ટતા વિશે સુજ્ઞ જનો પુસ્તકમાં આવનારા વિષયનાં નીચે લખેલા થોડા નામોથીજ અનુમાન રશે.

## શ્રીરામચંદ્ર પંચાયતન સંબંધી માનસ તથા બહિઃ પુજાપ્રકાર.

| | | | |
|---|---|---|---|
| શ્રીહનુમાનકવચ; | શત્રુઘ્નકવચ; | ભરતકવચ; | લક્ષ્મણકવચ; |
| શ્રીસીતાકવચ; | સીતાસ્તવરાજ; | સીતાસહસ્રનામ; | સીતાષ્ટોતરશતનામ; |
| સીતાસ્તવન; | સીતાસ્તોત્રો; | સીતાષ્ટકો; | સીતારામાષ્ટકવિગેરે; |
| શ્રીરામચંદ્રકવચ; | રામહૃદય; | રામરક્ષા; | રામસ્તવરાજ; |
| રામસહસ્રનામ; | રામાષ્ટોત્તરશતનામ; | રામગીતા; | સંક્ષિપ્તરામાયણ; |
| સારરામાયણ; | દેહરામાયણ; | જ્ઞાનપેટિકા; | રામવેદાન્તોપદેશ; |
| અયોધ્યાજનોપદેશ; | રામસ્તોત્રો; | રામનવક; | રામાષ્ટકો; |

ઈત્યાદિ અનેક ( હૃદય તથા અંગુલ્યાદિ ન્યાસ ધ્યાન અને મંત્રો સાથે. ) સ્તોત્રરત્નોની માલારૂપે આ ગ્રન્થની રચના કરીછે. જેની પુર્ણ અનુક્રમણિકાના નામો અત્રે સ્થલ સંકોચને લીધે આપ્યાં નથી એની કિંમત સર્વ ઇશ્વરપરાયણ પુરૂષો તથા સ્રીવર્ગને અનુકુલ આવે વાસ્તે બહુ અલ્પ એટલે ઊત્તમ પુઠા બંધાઈ સાથેનાં પુસ્તકનો ફકત રૂ. ૧, રાખેલી છે જે પુઠા નિત્ય પાઠ કરનારને અપરસ ( સોવળા ) માં પણ અભડાયે નહી વાસ્તે કેવળ ગુંદર અથવા આંબલીના બીજની ખળથી તૈયાર કરવામાં આવશે. ટપાલનું હાસિલ વેલ્યુપેબલ અગર રજીસ્ટર વગેરે કરી મોકલવાનું ખર્ચ મગાવનારને માથે છે સામટા દશ પુસ્તક લેનારને એક પ્રત વધારે આપવામાં આવશે. પુસ્તકો વેચનારને સામટી પ્રતો ખરીદેથી રીતસર કમીશન આપવામાં આવશે. જે સજ્જનો આ ગ્રંથ રત્નમાળાની અપેક્ષા રાખતા હોયે તેઓએ એક પૈસાનાં પોસ્ટકાર્ડ ઉપર પોતાના નામ ઠેકાણાં લખી અનુકુલ ખર્ચે મોકલવા લખી જણાવવું તેઓને તરત રવાનો કરવામાં આવશે કિમત રોકડી અગર વેલ્યુપેબલથી મોકલવી ટપાલની ટીકીટો મોકલાવેથી દર રૂપીયે એકઆનો વધારેનો મોકલવી.

| | |
|---|---|
| ઠે. યદુવંશીય પુસ્તકાલય. | યદુવંશીય. |
| ભુલેશ્વરબજાર | ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ. |
| મુંબઈ. | પ્રાચીન ગ્રંથ પ્રકાશક. |

# विज्ञापना.



મુંબઈ શહેરના તથા બહાર ગામના લોકોને જોઇયે તે વખતે હરેક પ્રકારનાં પુસ્તકો ઘડીઆલો તથા દવાઓ (દેશી તથા વીલાયતી) વગેરે હરેક વસ્તુ મળવાની અડચણ પડે નહીં વાસ્તે અમે નવી વ્યવસ્તા કરીછે.

મુંબઈ, પુના, કલકત્તા, કાશી, લખનૌ, ગુજરાત વગેરે ઠેકાણે છપાયેલાં સંસ્કૃત તથા મરાઠી, હિંદુસ્તાની, ગુજરાતી તથા ઈંગ્રેજી મુસલમાની પુસ્તકો પત્ર આવ્યા બરાબર રવાના કરશું, તેજ પ્રમાણે બીજો સામાન મગાવ્યાથી પણ યોગ્ય કિંમતથી તથા કસોટીથી ખરીદ કરીને વખત ઉપર મોકલાવશું, તે બદલ માફક કમીશન લેવામાં આવશે. અમારી દુકાને કોઈ પણ વેચવાને અર્થે માલ મોકલાવશે તો તેની પાસેથી યોગ્ય કમીશન લઈ વેચવાસારૂ રાખવામાં આવશે.

પુસ્તકોસારૂ અથવા માલસારૂ પૈસા માત્ર આગળથી મોકલવા, તે વીશે ઉત્તર મગાવવો હોય તો રિપલાઈ કાર્ડ અથવા ટપાલની ટીકીટ મોકલાવાવી.

અમે છપાવેલાં પુસ્તકો વિષે વેપારી લોકોના ફાયદાસારૂ કમીશનનો ભાવ જુદોજ રાખ્યો છે, તે વિશે તેઓએ પ્રત્યક્ષ મળીને અથવા પત્ર મોકલાવી ખુલાસો કરવો.

પ્રાચીન અને અપ્રસિદ્ધ એવા ન છપાયલા ઉત્તમ ગ્રંથ જો કોઇ છાપી પ્રસિદ્ધ કરવા સારૂ અમારી તરફ મોકલાવશે, અને તે જો અમને પસંદ પડશે તો તે વેચાતો લઇ ઘણી ખુશી સાથે છપાવી પ્રસિદ્ધ કરશું.

ભુલેશ્વરબજાર,
મુંબઈ.

**લા૦ ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ.**

પ્રાચીન ગ્રંથ પ્રકાશક વેપારી, તથા, કમીશન એજેન્ટ.

॥ श्रीः ॥

## सम्मतिपत्रमिदम्

**गोस्वामी**

श्रीगोविंदात्मज

श्रीदेवकीनंदनाचार्यः

**श्रीमद्गोकुलेन्दुर्जयतितराम्**

गोस्वामीजी श्री श्री० ६ गोविंदात्मज श्रीदेवकीनंदनाचार्य कामवननिवासी के आडीसों यह सन्मति और आज्ञापत्र दीयोहे जो यदुवंशी भाटीया ज्ञानीय श्रेष्ट ठक्कर लक्ष्मीदासात्मज गोवर्धनदासभाई इने जो वर्तमान कालकुं अनुसरके हरेक तऱ्हेके प्राचीन ग्रन्थनको जीर्णोद्धार होयवेके लीये अति परिश्रम सों पुरातन पुस्तक उपलब्ध कर शुद्ध करवायके छपवाय प्रसिद्ध करवेको स्तुतिपात्र काम माथे उठायोहे. वामेके इने आजपर्यन्त मुद्रित कियेभये ग्रन्थ हमने अवलोकन कीयेहें. सो अत्युत्तम संग्रह करवेके योग्य हैं और हुं—आश्रय मिलेसुं उत्तमोत्तम ग्रन्थ जो नष्ट होते जाय हैं उनको पुनरुज्जीवन इनके हस्तसों होयवेको संभव हे! या बातसों हम अत्यन्त प्रसन्न होय या उत्तम कार्यकों प्रशंसनीय और वर्णनीय जानि समस्त वैष्णव और इतर विद्वान लोगनकों यह भलामन करें हैं जो या गृहस्थके सदुद्योगकों इनके छपवाये भये पुस्तक खरीद अवश्य आश्रय देनो उचित हे कारण कुलीन पिताके गर्भश्रीमन्त पुत्रकों अल्पावस्थामें विश्वासघाती लोगने स्वहितार्थ जालमे फसाय लक्षावधि रुपैयानिकी दौलत डुबोय दीन्ही ताहू इने शान्त वृत्तिसुं स्वधर्म मेंदृढ ताराख संकटकों ईश्वरी तंत्र मानके संतोषयुक्त आर्य धर्मकी रक्षाको सर्वोत्कृष्टोद्योग हातमें लीयोहे. तातें इनकी धर्ममें प्रवृति, पवित्र बुद्धि, और धर्म कार्यमें दक्षता देख बहोत प्रसन्नतापूर्वक या गृहस्तकों धन्य वाद दे यह सम्मतियुक्त आज्ञापत्र दीयोहे. किमधिकमिति शम्. भाद्रपद कृष्ण ५ भृगु संवत १९४६ मुंबई.

हस्ताक्षराणि श्रीक्षेत्रवटेश्वरनिवासिनो **वासुदेवशास्त्रिणः** सन्ति ॥

# વિનંતી.

સર્વે સદ્ગ્રહસ્થોને સવિનય પ્રાર્થના કરવામાં આવે છે જે આજસુધિ કોઈએ છાપી પ્રસિદ્ધ ન કરેલા એવા અતી ઉત્તમ અપુર્વ ઇતીહાસિક અને સ્તુતિપર ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવાનું કામ અમોએ સ્વિકાર્યું છે તે મધ્યેનાં તૈયાર ગ્રંથોની ટીપ આપનાં અવલોકનાર્થે નીચે આપી છે તેનાં ઊત્તેજનને અર્થે આપ તરફથી પુસ્તક ખરીદીનો ઊદાર આશ્રય મળશેજ એવી પૂર્ણ આશા છે.

| ગ્રંથોનાં નામ | કિ. રૂ. | આ. | પો. આ. |
|---|---|---|---|
| ૧ શ્રી આનંદ રામાયણ સંસ્કૃત................. | ૫ | ૦ | ૮ |
| ૨ શ્રી વિઠ્ઠલ પંચરત્ન રેશમી ગુટકો............... | ૦ | ૬ | [illegible] |
| ૩ શ્રી મહિપતિકૃત સંતવિજય ગ્રંથ મરાઠી...... | ૩ | ૦ | ૫ |
| ૪ શ્રી રામદાસસ્વામિનાં ચરિત્રની બખર મરાઠી | ૨ | ૮ | ૩ |
| ૫ શ્રી ભ્રાંત નિવારણ દરપણ હિન્દુસ્થાની ......... | ૧ | ૦ | ૨ |
| ૬ શ્રી ગોપીકા ગીત ત્રણ ભાષામાં .............. | ૦ | ૨ | ૦॥ |
| ૭ શ્રી ભ્રમર ગીત વ્રજ ભાષાનું નંદદાસજી કૃત ... | ૦ | ૩ | ૦॥ |
| ૮ અભિજ્ઞાન શાંકુંતલ નાટક સંસ્કૃત તથા મરાઠી ગદ્યપદ્યાત્મક ટીકાસાથે .............. | ૩ | ૮ | ૫ |
| ૯ સ્વપ્ન તથા આયુષ્ય નિર્ણય ગુજરાતી ટીકાનું... | ૦ | ૪ | ૦॥ |
| ૧૦ શિવાબાવની કવિરાજ ભુખણનાં ઈતિહાસસાથે હિન્દુસ્થાની .............................. | ૦ | ૬ | ૧ |
| ૧૧ શિવરાજ ભુખણ કાવ્ય કવીરાજ ભુખણકૃત હિન્દુસ્થાની .......................... | ૦ | ૧૨ | ૧ |
| ૧૨ પલ્લીપતન નિર્ણય ગુજરાતી ટીકાનું......... | ૦ | ૪ | ૦॥ |

એસીવાય બીજા સર્વ પ્રકારનાં ગ્રંથો અમારી દુકાનેથી મળશે વેલ્યુપેબલ અથવા રજીસ્ટર બુક પારસલ મગાવેથી ટપાલખર્ચ વધારે પડશે.

ઠેકાણું

યદુવંશી પુસ્તકાલય

ભુલેશ્વરબજાર મુંબઈ.

યદુવંશી ભાટીયા જ્ઞાતીય

**ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ**

પ્રાચીન ગ્રંથ પ્રકાશક.